# જય ભારતી

રચનાર

'શયદા'

પ્રથમાવૃત્તી

૧૯૨૨

કીંમત સવા રૂપિયો.

છાપનાર—

ખાનસાહેબ કાજી ઇસમાઇલ કાજી મહમદ પોરબંદરી

'અખબારે-ઇસલામ' પ્રેસ, ૨૧૦

મેમનવાડા મુંબઇ ૩.

પ્રગટ કર્તા—

હરજી લવજી દામાણી

૫૨, તાંડેલ સ્ટ્રીટ,

મુંબઇ ૯.

# શું લખું ?

क्षणेक्षणे यन्नवता मुपैति ।

तदेवरूपं रमणियतायाम् ॥

**આ** નવતાપ્રિય સંસાર દરરોજ કંઇ કંઇ નવું નવું માગે છે: અને નવું નવું ઉપજાવે છે. હમણાં હમણાં પુસ્તક પ્રકાશનમાં લેખક જુદો અને પ્રાસ્તાવક જુદો એવી નવિનતા દાખલ થઇ છે. એ નાવનતાનો મોહ ભાઇ શયદા પણ છોડી ન શકયા એટલે પુસ્તકના ફરમા મોકલી આપ્યા અને હુકમ ફરમાવ્યો:-"કાકા તમે લખો."

સ્નેહના રાજ્યમાં ઇન્કાર નથી હોતો, ઇન્કાર નથી થઇ શકતો, એટલે મેં કહ્યું--'ભલે લખું.' પણ હાથમાં કલમ ઉપાડતાં કલમે પુછ્યું:--"શું લખું ?"

પહેલાં તો મને એ વિચારજ નહોતો આવ્યો એટલે કલમનો પ્રશ્ન થતાંજ મેં મનને પુછ્યું:--શું લખું ?"

મને બુદ્ધિને પુછ્યું:--"શું લખું ?"

બુદ્ધિએ વ્યવહારને પુછ્યું:--"શું લખું ?"

વ્યવહાર:--"તને દોષ જોતાં આવડે છે ?"

બુદ્ધિ:-"ના"

વ્યવહાર-"ત્યારે તું સમાલોચક નથી......વરૂ તને આત્મશ્લાઘા કરતાં આવડે છે?"

બુદ્ધિ--"ના"

વ્યવહાર:-"ત્યારે તું સાક્ષર નથી......એમ તને અહોરૂપમ અહોધ્વનિ:ની વિદ્યા આવડે છે?"

બુદ્ધિ:--"ના"

વ્યવહાર:--" ત્યારે તું વ્યવહારજ્ઞ પણ નથી. પ્રાસ્તાવિક લખવાને લાયકજ નથી."

વ્યવહારે એકડોજ બાદ કર્યો. પણ લખવાની ફરજ, સ્નેહનો પક્ષપાતક, નાપાડતાં અભિમાનના ખોટ આરોપનો ડર, અંતરમાંથી પોકારી પોકારીને કહેવા લાગ્યો કે:-' અલ્યા ગાંડા; જે આવડે તે બેચાર લીટી ઘસડી નાંખને." પણ કોઇએ-એ ન બતાવ્યું કે:--"શું લખું?"

સત્ય--ન્યાયસ્વરૂપ--આત્મારામને પૂછતાં તેણે પડઘો કર્યો:-"શું લખવુ છે?"

મેં કહ્યું:-"પુસ્તકની પૂર્તિ."

ન્યાયે પૂછ્યું:-"લેખક કોણ છે?"

મે જવાબ આપ્યો:-" મ્હારો શાયદા"

ન્યાયે ઇન્સાફ આપ્યો:-"ત્યારે તું લખવાને લાયક નથી.

હું તો અજાયબીમાં પડયો. તેનો જવાબ સમજી ન શકયો. તેથી ખુલાસો મેળવવા પુછ્યુ:—"કેમ ?"

ન્યાયે કહ્યું:—"તે આપેલા જવાબમાં આવેલો 'મ્હારો' શબ્દ બતાવે છે કે તુ 'પક્ષકાર' છે, 'તટસ્થ' નથી.—તુ ન્યાયાધીશ ન થઈ શકે."

ધાંચીનો બેલ ફરીફરીને જયાંનો ત્યાં. તેમ હું ફરી એજ વિચારમાં પડયો કે:—"શુ લખુ." તેથી બીજાં કંઇ પણ લખવાનો વિચાર માંડીવાળી વાંચન રાખ્યો મેં—

ભાષા શબ્દની સંભાળ

કરવી અપાળ એજ નિશ્ચયપર હું આવ્યો છું. પરંતુ તેની ઓળખાણ પણ શું કરવી ? "વીસમી સદી" તથા "નવી ગુજરાત"ના પાઠકો એના અક્ષરોથી તો પરિચિત છેજ વળી રંગભૂમિના શોખીનો "ધી પારસી ઈમ્પીરીયલ નાટક મંડળી" ના તખ્તપર ભજવાતા 'સંસાર નકશો'ના લેખક તરીકે પણ એને ઓળખે છે માત્ર જેઓ તેને ખાસ હકના દેહથી ન ઓળખતા હોય તેનેજ જણાવવું રહ્યું કે તેઓ એક ઉછરતા ઉસ્તમી જુવાન છે. તેઓની બધની નુકતેચીની કરનારને જણાવી દેવું જોઇએ કે તેઓનો અભ્યાસ માત્ર ગુજરાતી ચાર ચોપડી સુધીનોજ છે. એટલે હ્રસ્વ, દીર્ઘ, જોડાક્ષરો, વિરામચિન્હો વગેરેની ભૂલ જોવા બેસશો તો તમને જ્હાં ત્હાં દોષોવના બાજુ

ક્યાં દ્રષ્ટિગોચર થવાનું નથી. પરંતુ "કવિ જન્મે છે; કવિ બનતો નથી." એ મ્હારી માન્યતાને માનતા હશો તો ભાઇ શયદાની કવિતાથી તમે તદ્દન નિરાશ તો નથી થવાના. પરંતુ મારે સમાલોચકને આ માટે જવાબ દેવો જોઇએ. દેવત.ઓ હમેશાં દેખાવના નહીં પણ ભાવના ભૂખ્યા હોય છે. અને તેથી હું એટલું તો કહી શકીશ કે દેવી ગુર્જરી તો ભાઈ શયદાના હૃદયના ભાવથી તૃપ્ત થશેજ; પરંતું તે સાથેજ ભાઇ શયદાને પણ જણાવીશ કે બચ્ચું જેમ જેમ મોટું થતુ જાય છે તેમ તેમ તેની જવાબદારી વધતી જાય છે એ તેઓએ પણ ભૂલવું નહીં. માથા માથાં કરતાં પાઘડી મોટી થવાની બીકે હવે હું અહીંજ વિરમું છું.

વ્હાલા પાઠક, ભાઇ શયદા; કહે જોઇએ હવે હું બીજું શું લખું. ?

ગુજરાતીનો

'દિવાનો'

# અર્પણ.



જે ગુર્જર ગીરાના ફકીરે મને સાહિત્ય સૃષ્ટિમા
જન્મ આપ્યો મ્હારા શબ્દ સંસ્કારને
કેળવી મને પણ ગીરાનો ઉપાસક
બનાવ્યો તે "હાજી" ને આવા
સ્મર્ણ પૂષ્પોની અનેક
માળા અર્પું તોપણ
શું થયું ?

તેનો બનાવેલો

**'શયદા'**



# ખુલાસો.

---

મ્હારા પુજ્ય કાકા દિવાન એ શું લખ્યું, હવે હું શું લખું એટલુંજ કે મ્હારૂં આ કાવ્ય શાએરા ન શાએર મોલાના હાલી અને ભારત ભારતનું અનુકરણ છે 'વીસમી સદી' માં મ્હારા થોડા મુસદ્દસને આદર મળ્યો, અને એ આદરને વશ થઈ ૧૯૧૮ માં મેં મુસદ્દસ પુરા કર્યા– મ્હારી એ આશા હતી કે મ્હારા મુસદ્દસ સ્વ. હાજી મહમદના હાથે બ્હાર આવે તેઓની પણ એજ આશા હતી. તે આશા લઈને ગયા, હું તે આશાને યાદ કરતો રહી ગયો, હું કવી નથી, લેખક નથી, ભારતનો ભક્ત છું. મ્હારામાં જે છે તે મેં સમાજના ચરણે મુક્યું છે. આદરની આશા

છેવટે હું મારા વાંચક ભાઈને આભાર માનું છું એનીજ અમી દ્રષ્ટીના મને મારા માર્ગમાં મદદ મળી છે.

જાનેવારી તા. ૧-૧૯૨૨

'શયદા'

# જય ભારતી.

જય ભારતી જય ભારતી અમૃત ઝરણ,
વરસાવનારી માત જય જય ભારતી.
તુજ હૃદય પટમાં રામ જેવા ધર્મ ધારક નર થયા
વીર ભીષ્મ અર્જુન કરણ તારા નામને ગજવી ગયા
સમરણાં જલી આપે ગીતા મહા કૃષ્ણ પ્રભુજીની યહાં
શાક્ષી ભુતે ચાણકય મહા મુની વ્યાસના વેદો રહયા
ગુણ ગાય હર્ષે શીવ જેના શીશ ગંગે ગાજતી
જય ભારતી જય ભારતી અમૃત ઝરણ
વરસાવનારી માત જય જય ભારતી

શીતળ ગીરિવર અંગપર રૂષીઓ સમાધી સાધતા
બળ બુદ્ધીના પ્રેરક સદા તુજ શકિતને આરધતા
જે સભ્યતા નીતિજ્ઞના ધર્મિષ્ઠના ધ.રી હતા
દિવ્ય જેના રજકણો અર્પિ હૃદયમાં સ્ફુરતા
જ્ઞાની મહાવિજ્ઞની નર માતા સ। તું ધ.રતી

જય ભારતી જય ભ.રતી અમૃત ઝરણ
વરસાવન.રી માત જય જગ ભારતી

પરમાર્થી વીકમતણું ઝણુકાર કાને આવતાં
સ્મશાનથી રણુગ્રોષ શુરા આજ પણ સંભળાવતા
નાનક ગુરૂ ગેવિન્દના સુત્રો અલૌકિક લાગતા
ઉર ઐકયના મહા મંત્ર તેથી અ'જ પળ પળ જાગતાં
તુજ શકિતનું સ્મરણુ થતાં રસના અધિક ઉચ્ચારતી
જય ભારતી જય ભારતી અમૃત ઝરણુ
વરસાવનારી માત જય જય ભારતી

બાન્ધવ બન્યા ઇસ્લામી હિન્દુ આજ તુજ શરણે રહી
અકબર તણી પોષેલ વેલી આજ નવ પલ્લવ થઇ
ઉરહિત કરવા પરસ્પરે શુભ ઉર્મિઓ ઉછળી રહી
કૃતાર્થ કરતુ કાર્યજનની ઉરથી આશીશ દઇ
જય દિવ્ય શકિત ધારિણી, જય જગત મંગળ કારિણી
જય ભારતી જય ભારતી અમૃત ઝરણ
વરસાવનારી માત જય જય ભારતી

# પ્રારંભ.

સરસ્વતી સુખદાઇ ભરજે ભાવ હર્ષે અવનવા
સુધા અતી છલકાવજે મન વાંચ્છના પુરી થવા
નિર્મળ અચળ વાણી વિમળ સુવાકય ને શોભાવવા
સ્હાયક થજે યશદાઇની ઉદેશ મુખ ઉચ્ચારવા
ઉભરાય છે આજે અતિશય ઉર્મીઓ ઉત્કર્ષની
તુજ સ્હાયથી ઝાંખી કરાવું દેશ ભારત વર્ષની

( ૨ )

સૃષ્ટિતણું ગૌરવ કહો તો દેશ હિંદુસ્તાન છે
રસકસ વિવિધ સાહિત્યમાં આ દેશ ઉત્તમ સ્થાન છે.
જે દેશ માટે જગતમાંહી સર્વને અભિમાન છે
તે એક હિંદુસ્તાન હિંદુસ્તાન હિંદુસ્તાન છે
દેવના પણ દેવની વિહાર ભુમી આજ છે
મહારાજનાં મહારાજ ઉત્પન્ન જયાં થયા મહારાજ છે

( ૩ )

સ્વર્ગના દેવો સદા અહીં આવીને રમતા હતા

ચરણે નમાવી શીશ ભારત વર્ષને નમતા હતા

ગંગા તટે સાધી સમાધી કામને દમતા હતા

અધીક દ્રશ્યો સ્વર્ગથી આ દેશના ગમતા હતા

શીતળ પવન નદ નદી ઝરણુ સ્થળ શાંતિકર સોહામણાં

એ રમ્ય દ્રશ્યો જોઈ લેતી અપ્સરાઓ વારણા

( ૪ )

ગુણ ગાન થાતાં જગ્તમાહી દેશ ભારત વર્ષના
વાદ્ય નિશદીન વાગતાં આ હિન્દમાંહી હર્ષના
ઉદ્‌ગાર અંતર આવતા આનન્દને ઉત્કર્ષના
અનુપમ હતા જ્યાં વૈભવો દેખાય છે તે દર્શમાં
ફળફુલથી ભરપુર ભારત વર્ષ નંદનવન હતો
ખોટું નથી લવલેશ કે આ દેશ પણ કંચન હતો

(૫)

અખિલ જગમાં વેદ માટે સર્વને અભિમાન છે
ઉત્પતિ નું સ્થાન જેનું દેશ હિન્દુસ્તાન છે
આત્મિક અધ્યાત્મિક નું જેમાં ભરેલું જ્ઞાન છે
અમેરીકા યુરોપ પણ જેનું કરે સનમાન છે
વાણી વિમળ છે દેવની જ્ઞાની કહે ગુણ જ્ઞાનમાં
શાસ્ત્રો નથી એવાં થયાં પ્રાચિન કોઇ સ્થાનમાં

( ૧ )

ઉપનીષદોમાં જ્ઞાનનું ઉત્તમ રહેલું તત્વ છે

ધર્મ શું છે ? ધર્મનું તેમાં ભર્યું ધર્મતત્વ છે

તત્વજ્ઞાની તેહનું સંપુર્ણ સમજ્યા તત્વ છે

એ હિન્દના શાસ્ત્રોમહીં સાયન્સનું પણ સત્વ છે

જ્ઞાનને વિજ્ઞાનમાં છે એજ ભુષણ દેશનુ

શ્રેષ્ટ છે સંસારમાં સાહીત્ય એ ઉપદેશનુ

(૭)

પરીબ્રહ્મનું ગુઢ જ્ઞાન તે નીઃસંશ ગીતા આપશે
અવલોકશો તો યુધનો સારાંશ ગીતા આપશે
જો પ્રેમથી કરશો પઠન તો વંશ ગીતા આપશે
મુકિત તણો ઉપદેશ અંશે અંશ ગીતા આપશે
શકિતઓ એમાં ભરેલી છે અલૌકિક જ્ઞાનની
ભગવાન એ ગીતા કીધા શકિત ગીતા ભગવાનની

યોગ વીધા જેહના રચનાર છે પાતાંજલી
જે યોગ બળને સાધતા સાગર સમાએ અંજલી
પરીપુર્ણ થાએ જગતમાં સૌ ઉરની ઇચ્છા વળી
સૌ કષ્ટ થાએ નષ્ટ ને પરીતાપ પણ જાગે બળી
યોગ બળથી ઇન્દ્ર જેવા હામ હારી જાય છે
યોગ બળજો હોય તો સંસાર શરણે થાય છે

( ૯ )

વૈદ વિદ્યામાં નિપુણ જે ચરક ને ધન્વંતરી
પસરાવી છે પુરણ પ્રભા આ જગતમાં જેણે ખરી
એ દેવ વીધાએ સકળ આ સૃષ્ટી ઉપકારી કરી
આયુર્વેદે આપ્યું છે નીરજીવને જીવન ફરી
યુરોપમાં જે જ્ઞાનનો હમણાં થયો ઉત્કર્ષ છે
ઉપકાર એ કરનાર ભારત વર્ષ ? ભારત વર્ષ છે ! !

છે અમુલાં રત્ન આ ભારત ભુમીની ખાણુમાં
મળશે તમોને કંઈક તેમાંના કથા પુરાણુમાં
વળીજ્ઞાનના ષડ-દર્શનો જુક્તિથી લઇ લ્યો જાણુમાં
વીજળી જેથી તમે ચમકાવશો પાષાણુમાં
જ્ઞાન છે જ્ઞાનીગયા રે ? શુંહતા શું નર રહ્યા
પરહાથમાં મોતી ગયાં બાકી અહીં પથ્થર રહ્યા

( ૧૧ )

મુની મનુ ચાણુકયને વિદુર નીતિ કર થયા

નારદ સમા નટખટ ઋષિ રીતે ભકિતથી ભયહરથયા

મહર્ષી કેવા હતા જે રામના ગુરૂવર થયા

હીરા નથી બીજે થયા જેવા અહીં પથ્થર થયા

બળી ગયો રાજા બળી નિજદેહ દઈને દાનમાં

પાપી છતાં દાની થયો તે દેશ હિંદુસ્તાનમાં

ગણીત શોધક સર્વથી ઉચ્ચતર થયા આ દેશમાં
શિલ્પી આખા વિશ્વથી સુંદર થયા આ દેશમાં
વ્યાસને વાલ્મિક સમા કવિવર થયા આ દેશમાં
સત્યાગ્રહી હરીશ્ચન્દ્ર જેવા નર થયા આ દેશમાં
વર્ષો સુધી પુરા ન થાયે દેશના ગુણ ગાન આ
સુંદર બગીચો સ્વર્ગનો છે દેશ હિન્દુસ્તાન આ

( ૧૩ )

નાટ્યમાં માનીન્ય છે ગુરૂ શેક્સપી યરની કૃતી
ભાવનાની જે મહીં દેખાયછે ઉત્તમ ગતી
દેખાયછે વીર કરૂણ ની આદર્શ તેમાં આકૃતી
રસ છલાછલની બરાબર તે મહીં ઝાંખી થતી
એથી અધીકજો હોય તો તે ભવભુતી ને ભાસ છે
ગુરૂના ગુરૂજો હોયતો તે એક કાલિદાસ છે

( ૧૪ )

સંગીતની થઇ ઉત્પત્તિ થાતાંજ ઉત્પાત્ત ૐ ની

જે ૐના પ્રસ્તારમાં શકિત સમી ભુવ્યોમની

પછી કેપ ના ગતિ ફેરવે સંગીત રોમે રોમની

ઝણકાર સંગીતના થશે શરૂઆત થાતાં હોમની

ઇશ્વરી વિદ્યા તણો હા ! દેશ આ આદર્શ છે

ઇચ્છીત વસ્તુ આપનારો દેશ ભારત વર્ષ છે

( ૧૫ )

દેખાયછે ઇતિહાસ માંહે શુરવીરોની શુરતા

બળવીરતા અતિ સ્થિરતા મુખચંદ્રની ગંભીરતા

કરતા ગર્જના કેસરી વીર હાકમાં પણ ધીરતા

ભડવીર ભારતના હતા જેમાં હતી ભડવીરતા

સંગ્રામમાં નીજ શીશપડે પાછો કદી નવ પગ પડે

હતી શુરવીરોની ટેક કે જો શીશ પડે તો ધડ લડે

( ૧૬ )

શસ્ત્ર વિદ્યા ક્ષત્રીને મળતી હતી પયપાનમાં
ધર્મ ભકિત આપતા ગુરૂજી નીરંતર જ્ઞાનમાં
તેથીજ તે ડગતા નહી સંગ્રામનાં મેદાનમાં
ધર્મ વ્હાલા હૃદયમાં હતી દેશ ભકિત ધ્યાનમાં
તે ક્ષત્રીઓની શુરતા ભુવ્યોમને કંપાવતી
જે શત્રઓના સર્વ રોમે રોમને કંપાવતી

( [illegible] )

ધર્મવૃત્તિ ધર્મધારક રામની કેવી હતી

સુધારણા સાચી સુધારક રામની કેવી હતી

અડગવૃત્તિ એ ઉધ્ધારક રામની કેવી હતી

પિતૃભકિત જગત તારક રામની કેવી હતી

ધર્મરાજા જે સદા પ્રજા તણા પાળક હતા

અજ્ઞાન અત્યાચારની આંધી તણા ટાળક હતા

(૧૮)

વિશ્વમાં વખણાયછે વીર ધનુર્ધારી હિન્દના

શત્રુને થાતા હતા નર સ્હાયકારી હિન્દના

ત્રીલોક જે કંપાવતા તે યોગધારી હિન્દના

જે કાળને થંભાવતા તે બ્રહ્મચારી હિન્દના

દિવ્ય એવા નર થયા સીમા ન જેના જ્ઞાનની

માટી અલૌકિક છે ખરેખર દેશ હિન્દુસ્તાનની

( ૧૯ )

એજ છે આ દેશ કે જે શુરવીરોની ખાણ છે
જ્યાં થયેલા સમર ચામુંડ ચંદ ને ચોહાણ છે
પ્રતાપ રાણા રાજસીંહની સર્વ કોને જાણ છે
જે જે પ્રશંસા થાય તેની તે સહુ પરમાણ છે
પણ હિન્દુઓના મુખથી ઇસ્લામીઓ નિંદાય છે
ન્યાય એ સાચો નથી અન્યાય છે અન્યાય છે.

( ૨૦ )

હા ! એજ છે આ દેશ કે જ્યાં શુર થઇ ક્ષત્રાણીઓ

ઉગ્રતા અતિ અંતરે બહાદુર થઇ ક્ષત્રાણીઓ

સદ્દગુણમાં ઉત્તમ અને ભરપુર થઇ ક્ષત્રાણીઓ

નિજ પ્રાણ જાતાં નાથથી ક્યાં દુર થઇ ક્ષત્રાણીઓ ?

સ્વામીના શબ સાથમાં બળતી હતી ચીતા મહીં

કાંઇ પણ શંકા વગર પડતી હતી ચીતા મહીં.

( ૨૧ )

સમરાંગણે દૃઢતા ધરી પતિસંગમાં ચડતી હતી
સમશેર ધારી હાથમાં નિજ શત્રુથી લડતી હતી
ડરતી નહોતી અંતરે જો વિપત્તી પડતી હતી
હર્ષથી તે નાથની ઝટ વ્હાર પર ચડતી હતી
નારીઓ એ થઇ નથી થઇ છે ખરી દેવાંગના;
વીર રમણીઓ થઇ આ દેશમાં વીરાંગના.

(૨૨)

મહાશક્તિનો કહેવાય છે અવતાર નારી હિંદની
સતીત્વનો સજતી હતી શણગાર નારી હિંદની
અવદશામાંથી સદા ઉધ્ધારનારી હિંદની
નારી નહી પણ જોઇ સાચી તારનારી હિંદની
સીતા સતી તારામતીના દાખલા છે ધ્યાનમાં
દેવીઓ એ થઇ ગઇ છે દેશ હિંદુસ્તાનમાં

( ૨૩ )

આર્ય મહિલાઓ સદા મનચ્છિત વર વરતી હતી
નિજ સ્નેહજયોતી સમર્પવા દેશાટનો કરતી હતી
ઉન્નત થવા આ દેશમાં શુભ ભાવના ભરતી હતી
સદભાગી થઈને નાથ સાથે ભવનિધિ તરતી હતી
મહી તળે મહાશક્તિઓમાં જેહની ગણના થઇ
પોતે ગઇ છે પણ પોતાની નામના મુકી ગઇ.

હુન્નર કળાનો સર્વથ પ્રથમ અહીં પ્રારંભ છે
હુન્નરી અને હુન્નર તણો અહીંથી થયો આરંભ છે
સત્ય છે મારૂં કથન તેમાં જરી નવ દંભ છે
ગગનને ભેદી ઉભેલા સાક્ષીભુતે સ્થંભ છે
વર્ષો વીત્યાં છે તે છતાં કીર્તી અવિચળ છે હજી
ઝાંખી જુઓ તો હિંદમાં હુન્નર તણું બળ છે હજી

( ૨૫ )

સાધન વિનાના શૃંગ પર એ દેવળો શાથી થયા ?
પુછો તમારા હૃદયને એ પથ્થરો ક્યાંથી ગયા ?
ક્યાંથી થઇ કારીગરી ક્યમ સ્થંભ સૌ પુરા થયા ?
હમણાં સુધી આ દેશના ક્યમ મંદિરો બાકી રહ્યા ?
એજ ઉત્તર છે કે હુન્નરનું ખરૂં આ સ્થાન છે
હું એજ માટીનો છું મુજને એ તણું અભિમાન છે.

ભુતકાળની કીર્તી તણા ખંડેર જુના છે હજી
એ દેવને મહાદેવના મંદિર સુના છે હજી
જે શૃંગ પરના દેવળો સાક્ષી પ્રભુના છે હજી
કંઇ કાળના એ શિલ્પના બાકી નમુના છે હજી
જે જોઇને યુરોપીઓ કહે છે ધરી અભિમાન વાહ !
ધન્ય આ કારીગરી છે ! ધન્ય હિન્દુસ્તાન વાહ

ઉત્તમ કળા વણકર તણી છે કેશમીરી શાલમાં
મલમલ જુઓ ઢાકા તણો ધોતી જુઓ બંગાલમાં
ગુજરાતના પાટણ તણી શકિત હજી છે ખ્યાલમાં
માલનું છે નામ એવો માલ કયાં છે હાલમાં
એ કળા તો હિન્દની આજે થયેલી નષ્ટ છે
એથીજ ભારતવર્ષ માથે કષ્ટ ઉપર કષ્ટ છે

(૨૮)

ગુંથણકળા એ હિન્દની એ હિન્દની કારીગરી

જે ઝીક બારીક જળ સમાં વસ્ત્રો મહીં દેતી ભરી.

નર નહી એ નારીઓએ દાખવી શકિત ખરી

સર્વોપરી કુશળકળા છે હિંદ મહીલાઓ તણી

પ્રતીવર્ષ લાખો રૂપીયા ગુંથણકળા એ આપતી

એ કળાથી દેશમાં કંચન તણી વૃષ્ટિ થતી

(૨૯)

ખ્યાતિ હતી આ દેશ હિંદુસ્તાનની વેપારમાં
નામના ઉદ્યોગની વિશ્વે હતી વીસ્તારમાં
ઇરાનમાં યુનાનમાં તુર્કી અને તાતારમાં
અરબમાં યુરોપમાં સૌ શહેરને બાજારમાં
વેપારને ઉદ્યોગ તે માટી થયો મેદાનમાં
રાખ પણ તે વસ્તુની આજે નથી સ્મશાનમાં

( ૩૦ )

રોમ જાવાથી હતો વેપાર હિન્દુસ્તાનનો

જગમાં હતો વેપારપર અધિકાર હિન્દુસ્તાનનો

વિદેશને સાચો હતો અધિકાર હિન્દુસ્તાનનો

વિશ્વે હતો વેપારથી જયકાર હિન્દુસ્તાનનો

પુર્વના ઇતિહાસથી ગુંજે હૃદય અભિમાનમાં

લેતા વિદેશી આશરો આવીને હિંદુસ્તાનમાં.

( ૩૧ )

યુરોપ સુધી વ્હાણુની સફરો કરે છે હિન્દીઓ
હિંમ્મત ધરી સાગર મહાસાગર ફરે છે હિન્દીઓ
પુરૂષાર્થના કરનાર એ પુરા ઠરે છે હિન્દીઓ
મૃત્યુના મુખમાં જતાં દિલ ક્યાં ડરે છે હિન્દીએ ?
યંત્રનું સાધન નથી સાથે નહીં કપતાન છે
આત્મબળ એ યંત્ર છે કપતાન એ ભગવાન છે

( ૩૨ )

ગિરિવર હિમાલય વિંધ્ય ને આબુ વળી ગિરનાર છે
જ્યાં રમ્ય લીલા ઇશ્વરે પ્રસરાવી અપરંપાર છે
વહન જળ ગંગા તણો નિર્મળ અચળ વ્હેવાર છે
પ્રાચીન મંદીર મસજીદો તે દેશનો શણગાર છે
ૐ સત્ અલ્લાહો અકબરના ધ્વનિ સુખકંદ છે
ઐકયબળ પ્રભુ આપ તો આનન્દ છે આનન્દ છે

( ૩૩ )

ઐક્ય ને પુરૂષાર્થ એ આ દેશનું જીવન હતું
દૈવિ ગુણોમાં સર્વનું રમતું નિરંતર મન હતું
સુસંપમાં ફાલેલ ભારતવર્ષનું ઉપવન હતું
સિધ્ધી હતી સંપુર્ણ જ્યાં નવ કોઇ પણ નિર્ધન હતું
કીર્તી હતી નવખંડમાં આ ભવ્ય ભારત દેશની
અસ્ત થઇ છે એજકીર્તી આજ તો હંમેશની.

(૩૪)

ભુતકાળમાં મળતી શીશુને ધર્મની શિક્ષા ખરી

દેવ પણ લેતા હતા નિજ ધર્મની દિક્ષા ખરી

ભાવથી સૌ માગતાતા ધર્મની ભિક્ષા ખરી

એ ધર્મ ધોરણથી થતી આ દેશની રક્ષા ખરી

ઉન્નત હતો આ દેશ નીશદીન ધર્મના અધિકારથી

દેવ ને દાનવ ચરણ ચુમી રહ્યા'તા પ્યારથી

( ૩૫ )

શીવકર અને દીનકર સદા આ દેશના સ્હાયક હતા

ઈશના અવતાર તે આ દેશના નાયક હતા

ગાંધર્વ ગ.રખા ગુણનાં ગાયક હતા ગાયક હતા

ત્રીલોકમાં વસનાર સૌએ હિન્દના ચાહક હતા

ઉછળી રહી છે ગંગ જળથી પતીત જનને તારતી

તેના પતિ કહેતા હતા જય ભારતી જય ભ રતી

( ૩૬ )

ગોપાળ થઈ ગોપાળજી ગૌ ચારતા ગુલતાનમાં
હરતા રહ્ય વ્રજ ગૌપીકાનું બંસરીના તાનમાં
તે કર્મ યોગી કૃષ્ણ શું કહેતા હતા છે ધ્યાનમાં
ગૌ માતની રક્ષા થવા દયો દેહને બળિદાનમાં
અસંખ્ય રસ આ વિશ્વમાં ભરનાર તે ગૌ માત છે
કલ્યાણ આખા જગ્તનુ કરનાર તે ગૌ માત છે

( ૩૭ )

દેશના જીવન તણો જેના ઉપર આધાર છે
સીંગ પર સૃષ્ટિ તણો જેણે ઉપાડયો ભાર છે
એકપણ અવગુણ નથી જે ગુણનો ભંડાર છે
અમૃત તણી જેનાં ઉદરથી થઇ રહેલી ધાર છે
ઘી દુધનો દરીઓ ભર્યો જેના વીષે દિનરાત છે
હિન્દુઓ તેથી કહે છે ગૌ અમારી માત છે

( ૩૮ )

અમના કોહાર ભારતવર્ષમાં રહેતા હતા
ભરપુર ધનભંડાર ભારતવર્ષમાં રહેતા હતા
અગણીત હીરાના હાર ભારતવર્ષમાં રહેતા હતા
સ્વર્ગના શણગાર ભારતવર્ષમાં રહેતા હતા
કોહીનુર મહારાજના જે તાજમાં ઝળકી રહયો
કોઇ કહેશો કોહીનુર એ તાજમાં કયાંથી ગયો ?

સંસારનો વેહવાર શતુરંગ સમ બદલાય છે
મુસળ પડે છે મેઘજળ તે છેવટે સુકાય છે
આકાશમાં દીનકર તપીને અસ્ત પાછો થાય છે
એવી ગતિ ઘટમાળની આ જગ્તમાં દેખાય છે
હર્ષથી મેં દાખવ્યો પ્રભાવ ભારત વર્ષનો
નીરખો હવે પડતી તણો દેખાવ ભારત વર્ષનો

( ૪૨ )

હાથમાં લેતાં કલમ મારી રૂદન કરતી હતી
શું લખું લખવા જતાં મુજ કલમ થરથરતી હતી.
ઊર્મિઓ થઇ આગ રૂપે કલમથી ઝરતી હતી
શાહીમાંથી શોકની જ્વાળા નજર તરતી હતી
રેહતા તરંગો તેજ તેણે મંદતા ધારી હતી
આ હૃદયને પુછી જુઓ કે શી દશા તારી હતી !

( ૪૩ )

અવદશા આ દેશની ઉરમાં અરે અટકી રહી

દરિદ્રતા આ દેશની દિલમાં ખરી ખટકી રહી

ભવ્ય મારી ભાવનાઓ અધવચે લટકી રહી

કલમ પણ નિર્બળ થઇને હાથથી છટકી રહી

દેશની વિપત્તી વિચારૂં કે વિચારૂં સંપતી

શું લખું મુજ હાથ ધ્રુજે કલમ થરથર કંપતી

(૪૪)

પહેલા થયો કુસંપ એ દેવો અને દાનવ મહી

રામ ને રાવણુ પછી પાંડવ અને કૌરવ મહીં

કૈંક રાજાઓ પડયા છે એજ બળતા દવ મહી

ક્રુર એ કુસંપની દેખાય છે જડ સૌ મહીં

બળ પ્રબળ ચાલ્યું ગયું રે ! તે છતાં ક્યાં જંપછે

કુસંપનો આ દેશમાં હમણાય ધરતીકંપ છે

(૪૫)

કુસંપથી આ દેશના જ્ય ક્ષત્રીઓ નિર્બળ થયા
ઇસ્લામીઓ ત્યારેજ ભારતવર્ષપર ફાવી ગયા
સમજ્યા નહીં કંઇ ક્ષત્રીઓ સુસંપથી અળગા રહ્યા
નિજ દીન દશા કરતાં હૃદયમાં લેશ પણ નાવી દયા
ધર્માન્ધતા કહીને બતાવે દોષ એ ઇસ્લામીનો
દોષ કંઇ જોતા નથી પોતે કરેલી ખામીનો.

કહે છે કે ઇસ્લામીઓ આ દેશને લુંટી ગયા
ખીલતી કળી આ દેશ ભારતવર્ષની ચુંટી ગયા
સ્થંભ સાચા જે હતા સંગ્રામમાં તુટી ગય
સુભટ હિંદુસ્તાનના મેદાનમાં ખુટી ગયા
એવા નકામા આળથી અપશબ્દના ઉચ્ચાર છે
એક તરફી લોકની એવી બધી તકરાર છે.

( ૪૭ )

ઇસ્લામીઓ આ દેશને બહુ માનથી ચ્હાતા હતા.

હિત હિંદુસ્તાનનું બહુ ધ્યાનથી ચ્હાતા હતા

આબાદ થાવું દેશ આબાદાનથી ચ્હાતા હતા

આ દેશને વધતો પોતાની જાનથી ચ્હાતા હતા.

મકબરા જઇને જુઓ જેમાં સુતા સુલ્તાન છે

- કબ્રથી કહેશે અમારો દેશ હિંદુસ્તાન છે.

(૪૮

સંપતિ એ શાહની સર્વે સમાણી હિંદમાં

દોલત બધી સુલતાનની સાથે દટાણી હિંદમાં

મુકી ગયા છે સર્વ એ કિર્તી કમાણી હિંદમાં

લાશો પડી છે હિંદમાં કબરો ચણાણી હિંદમાં

જીંદગી આખી લડાવ્યા લાડ દુસ્તાનને

છેવટે અર્પણ કર્યાં છે હાડ હિંદુસ્તાનને.

( ૪૯ )

શેર શાહની રાજ નિતી આજપણ વખણાય છે.

શ્હેનશાહ અકબર તણા ગુણગાન સર્વે ગાય છે.

સુંદર નગીનો તાજ આખા જગતનો કહેવાય છે

આજ ભારતવર્ષને અભિમાન એથી થાય છે.

શિલ્પને સંગીતને જીવન દીધું ઇસ્લામીએ

હર્ષથી આ હિન્દને તનમન દીધું ઇસ્લામીએ.

( ૫૦ )

ઇસલામીઓથી ક્ષત્રીઓ સંગ્રામમાં લડતે નહી

શુરવીર થઇને જો કદી મેદાનમાં પડતે નહી

તો આજ હિન્દુ નામ કોઇ સ્થાનમાં જડતે નહી

હિન્દની શુરવીરતા ઇતિહાસ પર ચડતે નહી

ભાવી પ્રબળથી જે લખ્યું ભુતકાળમાં તે થઇ ગયું

પણ શુરતામાં નામ ભારતવાસીઓનું રહી ગયું.

( ૫૧ )

કુસંપથી તરૂ વેલીઓ આ દેશની સુકાય છે

રસ વાટીકામાં ફળ તણું ક્યાં નામ પણ દેખાય છે

નિર્જીવ છે જીવન તણું સીંચન કહો ક્યાં થાય છે

વારિ કદાપી હોયતો એ પણ અલેખે જાય છે

નામ નંદન વન જગે આ દેશનું વિખ્યાત છે

એજ નંદન વન મહીં નવ ફુલ છે નવ પાત છે

( ૫૨ )

મત મતાંતર દ્વેશ એ આજે અતિ છે દેશમાં
અજ્ઞાનતાની હોયતો હજીએ મતી છે દેશમાં
સ્નેહને સમભાવ તે તો ક્યાં રતી છે દેશમાં
શબ્દ પણ બોલાયના એવી સ્થિતી છે દેશમાં
કલમથી લખવા જતાં સારાંશ છટકી જાય છે
ઉચ્ચાર કરતાં મુખમાં મુજ જીભ અટકી જાય છે

( ૫૩ )

પુર્વે એ શક્તિ હતી કે હિન્દીઓ જવ સંપતા
ગર્જનાથી જેહની બ્રહ્માંડ ચૌદે કંપતા
રે ! આજ કેવી દેશમાં ફેલાઈ છે કુસંપતા
કે બાન્ધવે બાન્ધવ નથી કો સંપ ધારી જંપતા
શૌર્યને શક્તિ તણી આજે ગઇ જડ મુળ છે
દોષ એ કોને દઉ પરમેશ્વતું પ્રતીકુળ છે

( ૫૪ )

વીરતા આવી કહો ક્યારે હતી ભુતકાળમાં
શુરવીરતા સાચી હતી સૌ કેસરીના બાળમાં
વીરતા વ્હેતી હતી રોમાંચના સૌ વાળમાં
બાળકો ફસતા નહી તે સમયકો જંજાળમાં
તે તો જુવાની જોરથી સંગ્રામને દિપાવતા
દૂધ માતાનું પિતાના નામને દિપાવતા

( ૫૫ )

દિવ્ય આ મમ દેશની દેખાય કેવી દિન્નતા

પ્રમાદની લાગી રહી છે સર્વેકોને લીન્નતા

દુર વ્યસનથી આજે દબાણી દેશની સ્વાધીનતા

દેખી દશા આ દેશની નવ કેમ થાયે ખીન્નતા

શોણીત સુકાયુ દેશનું બાકી રહેલા હાડ છે

પારસમણી આજે નથી પણ પથ્થરોના પાડ છે

( ૫૬ )

દિવ્ય એ દેખાવનો ઉધાન તે આજે નથી :

કહેવાય છે જે શુરવીરોનું સ્થાન તે આજે નથી.

પુર્વે હતું જે દેશમાં અભિમાન તે આજે નથી :

નિજ દેશ માટે દેશીઓને માન તે આજે નથી :

ઉદ્યોગ એ આજે નથી એ શૌર્ય વા શકિત નથી.

વિશુદ્ધ મનમાં જે હતી તે ભાવના ભકિત નથી.

( ૫૭ )

ધર્મધારક દેશના આરામ તે આજે નથી
એ રાજ પણ આજે નથી એ રામ તે આજે નથી
ભીષ્મ જેવા દેશમાં નિષ્કામ તે આજે નથી
ગીતાપતીનું રહી ગયુ છે નામ તે આજે નથી
સ્વર્ગ જેવો દેશ આજે નર્કનો અવતાર છે.
ધર્મનો છે લોપ પુરા પાપના પોબાર છે.

( ૫૮ )

ધર્મ નામે હોય જો ધર્માન્ધતા તો આજ છે

આંખો છતાં એ હોય જો અતિ અંધતા તો આજ છે

પુજ્યમાં પણ હોયજો પાખંડતા તો આજ છે

ધર્મ નામે હોય જો ગુરૂ દંડતા તો આજ છે

આ ધર્મધારક દેશમાં જીવન વિનાનો ધર્મ છે

રે ! ધર્મના નમે હવે પાખંડ ને કુકર્મ છે.

( ૫૯ )

ધર્મના ઉપદેશકો નિજ ધર્મને જાણે નહી
પુસ્તકો વાંચે પોતાના કર્મને જાણે નહી
ધર્મનો શું મર્મ છે તે મર્મને જાણે નહી
કુકર્મને કરતા ફરે સતકર્મને જાણે નહી
સ્વાર્થના સાધુ થયા વા રાગના રાગી થયા
બાર રૂપે દેશમાં દંભી ગુરૂ ત્યાગી થયા

( ૬૦ )

કામને દમનારમાં આજે વધ્યો વ્યભીચાર છે

યોગીયોના મુખમાં અપશબ્દના ઉચ્ચાર છે

આચાર્યો કહેવાય પણ ભુલેલ ધર્માચાર છે

આ ધર્મ ભૂમીમાં વધ્યો કુકર્મનો વિસ્તાર છે

ધર્મનું ગોરવ નથી આ દેશમાં બાકી રહ્યું

સમજાયના કે ધર્મ ગોરવ દેશમાંથી ક્યાં ગયું

(૬૧)

એ જુવાની વિર્ય બળ એ નષ્ટ આવે છે નજર
બ્રહ્મચારીઓના પુત્ર એ પણ ભ્રષ્ટ આવે છે નજર
જ્યાં જુઓ ત્યાં એજ આજે કષ્ટ આવે છે નજર
અવ દશા તેથીજ હાયે સ્પષ્ટ આવે છે નજર
ઘુરાઇના ચિન્હો બધાં છે બાળના મુખમાં હવે
હાય ! આખો દેશ આ છે કાળના મુખમાં હવે,

( ૬૨ )

જ્યાં દુધની સરિતા હતી ત્યાં છાશ પણ મળતી નથી.

ઘી તો મળે કયાંથીજ ઘી ની વાસ પણ મળતી નથી.

માખણ મલાઈની જરી મીઠાશ પણ મળતી નથી

વસ્તુ અમારા દેશની છે ખાસ પણ મળતી નથી

ક્યાંથી મળે આ દેશમાં ગૌ વધ અતિશે થાય છે

ઘી, દૂધના બદલે મનુષ્યો માંસ તેનું ખાય છે

( ૬૩

જ્યાં ત્રીસ શેરે ઘી હતુ ત્યાં શેર અડધો શેર છે

અન્નમાં પણુ એકના આજે થયેલા તેર છે

એ દિવસ કેવો હતો કેવો થયેલો ફેર છે

દૈવનો આ દેશ ઉપર હાલ કાળો કેર છે

રસા રસા તાળે ગયો સંપત સહુ ફુટી ગઇ

એક એક થઇને શૃંખલા આરામની તુટી ગઇ

( ૬૪ )

એક દિન એ પણ હતો સત્તા હતી સંપત હતી
અધિકતર એથી અમારી અવનીમાં ઇજ્જત હતી
શબ્દમાં શ્રદ્ધા હતી પરી પૂર્ણું તેની પત હતી
બોલ જે બોલ્યા અમે તે બોલની કિંમત હતી
બોલ જે બોલ્યા કદી તે બોલથી ફરતા નહી
પ્રાણુ જાયે તેહની પરવા કદી કરતા નહી

(૬૫)

એ દિવસ ચાલ્યા ગયા સત્તા ગઈ સંપત ગઇ
સંપત જતાં બાકી રહેલી હાથથી ઇજ્જત ગઇ
ઇજ્જત જતાં શ્રદ્ધા ગઇ ને શબ્દની પણ પત ગઇ
પત જતાં હિન્દી જીવનના પ્રાણની કિંમત ગઇ
પ્રાણની કિંમત ગઇ તો જીંદગી છે નામની
નામની જે જીંદગી છે તે કહો શા કામની

(૬૬)

વેપારનું વેપારીઓને ક્યાં રહેલું ભાન છે:
વાણીયા બુદ્ધિ બધી સુતી જઈ સમશાન છે
વેચાણુ જોટા પાટીયાનું એજ બાકી જ્ઞાન છે
વેપારમાં છે શેર સટ્ટો શરતનું મેદાન છે
આને કહું વેપાર કે તે દેશમાં અંગાર છે
વેપારીઓ છે આજના કે દેશને ઠગનાર છે

તે વાણીઓ કે વીર જેણે વીરને તાર્યો હતો
ના, વીર નહીં બળવીરના બળવીરને તાર્યો હતો
શીરોમણી ક્ષત્રી તણા શુરવીરને તાર્યો હતો
આપી ખજાનો કેસરી રણધીરને તાર્યો હતો
પ્રતાપ તે ચાલ્યો ગયો તે વણિક ભામાશા ગયો
વાણીયો કે વીર પાછળથી નથી એવો થયો

( ૬૮ )

આજ આખા દેશને વેપારમાં ક્યાં સાર છે

રત્નની જે ખાણુ તેનો શોકમય વેપાર છે

છે મણીમય દેશ પણ આજે થયો લાચાર છે

આ દેશનો પરદેશની વસ્તુ ઉપર આ ધાર છે

વેપારીઓ આ દેશના પરદેશના દલ્લાલ છે

વેપાર સાચો દેશનો આજે થયો એ હાલ છે

( ૬૯ )

બ્હારથી આ દેશમાં વસ્તુ બનીને આવતી

ધન સંપતિ આ દેશમાંથી ખેંચીને ત લઇ જતી

કાચી વસ્તુ હિન્દમાંથી સર્વ પરદેશ જતી

તે છતાં વેપારીઓ શું આંખ ઉઘડતી નથી

એકના દસ જાય છે દસના હજારો પણ જશે

સમજો હજી સમજો નહી તો અવદશા પુરી થશે

( ७० )

પરદેશીઓએ હિન્દના હુન્નર ઉપર કાબુ કર્યો

વીષયનો વેરી પવન આ દેશમાં તેથી ફર્યો

એશ આળશ મોજમાં આ દેશનો ઉદ્યમ ગયો

શોખમાં આ વેશ તે ભીક્ષુક તણો બાકી રહ્યો

વસ્તુ જોતી દેશને પરદેશથી મળતી ગઇ

તેમ વૃતિ દેશની પ્રમાદમાં પળતી ગઇ

( ૭૧ )

હુન્નર કળા કારિગીરી તે દેશની પ્રલય થઇ
સ્વપ્ન ચાલ્યું જાય તેમજ સંપતિ ચાલી ગઇ
દીનતા દારિદ્રતા દુઃખ દર્દ છે બાકી અહીં
કાંઇ દેખાતું નથી બીજું હવે દ્રષ્ટિ મહીં
સ્વર્ગનો ઉધાન તે દેખાય છે સમશાન આ
શું હતો શું થઇ ગયો છે દેશ હિન્દુસ્તાનઆ

પડતી ઊપર પડતી અરેરે ? હિન્દની માતી રહી:

જાહોજલાલી દેશની પળવારમાં જાતી રહી

તરૂ વેલીઓ રસથી ભરેલી સર્વ સુકાતી રહી

દ્રોપદીના ચીર થઇને લક્ષ્મી લુટાતી રહી

આજ તેની ઉરમાં કાંઇ ખબર પડતી નથી

એવું ચડયું છે ઘેન કે બસ આંખ ઉઘડતી નથી:

દીનને કામ નથી તેથી ફરે થઇ આળસુ

ઉદ્ધાર તેનો થાય કયમ અહીંયા નથી સાધન કશું

રે માન મેળવવા મહીં વેરાય છે બહુએ વસુ

હુન્નર વિનાના હિન્દીઓ કહેવાય છે આજે પશુ

બીજું કહો ક્યાંથી બને બનતી નથી એક ટાંચણી

રે ! હિન્દીઓ કહોને જરા કેવી દશા છે આપણી

(૭૪)

મેડિન જરમન કે અમેરિકન કિંવા જાપાન છે
પરદેશની મેડિન તણું આ દેશમાં બહુ માન છે
હુન્નર વિનાનો હોયતો આ દેશ હિન્દુસ્તાન છે
હિન્દને ભુલેલ આજે હિન્દના સંતાન છે
આળસું શ્રીમંત એદી થઇ પડ્યા છે એશમાં
સંપતી જોતા નથી કે જાય છે પર દેશમાં

( ૭૫ )

ચંદન ગયું ચાલી હવે તો પાઉડરની પેર છે
એક એક વસ્તુએ કરેલો દેશ ઉપર કેર છે
અમૃત તજીને અંતરે સુખદાઇ માન્યું ઝેર છે
શું દેશ સાથે દેશીઓને થઇ રહેલું વેર છે
કીધી કમાણી દેશની હાથે ગુમાવે છે અરે
દેશીઓ આ દેશને નિર્બળ બનાવે છે અરે

( ૭૬ )

અમરીકા જાપાનમાં જે લક્ષ્મીની રેલ છે

સુખ સંપતિમાં આજ જે ખેલી રહેલા ખેલ છે.

કાંકરા બદલે થયા કંચન તણા જ્યાં મ્હેલ.છે

તે સંપતિ શાથી મળી તે સમજવાનું રહેલ છે.

ત્યાં દેશની દિલદાઝ છે ઉર એકય છે ઉદ્યોગ છે

સ્નેહ છે સમભાવ છે અનુકુળ સહુ સંજોગ છે

( ૭૭ )

પરદેશ વસ્તુ જાય છે તેને બચાવો હિન્દમાં
હિન્દના હિત કારણે હુન્નર જમાવો હિન્દમાં
મ્હોળી બનાવટ બ્હારની સર્વે બનાવો હિન્દમાં
રંક રખડે તેહને કામે લગાવો હિન્દમાં
ઉદ્યોગ કીર્તી દેશની નવખંડમાં ઝળકાવશે
ને લક્ષ્મી પણ સાતમાં પાતાળમાંથી આવશે

(૭૮)

જાપાન જરમન કે અમેરીકન તણું શું કામ છે
તે સર્વને ભુલાવશો હુન્નર અને જો હામ છે
કેમકે પુરૂષાર્થમાં પ્હેલું તમારૂં નામ છે
કાચી વસ્તુથી ભર્યો ભંડાર તે આ ઠામ છે
આળસ તજો ઉદ્યમ કરો ને દેશહિત દિલમાં ધરો
છે સમય સાધો જરા જલદી કરો ! જલદી કરો

(૭૯)

ખેડુતેને મળતાનથી ખાવા પુરણુ દાણા હવે
તે વાવશે શું પેટપર બંધાય છે પાણા હવે
રંક થઇ રખડી રહ્યા છે જે હતાં રાણા હવે
કોઠાર ખાલી થઇ ગયા, છે તે મહીં કાણા હવે
લાખની ઉપજ થતાં એ રાખઆવે હાથમાં
વર્ષની મ્હેનત વળી લઇ જાય છે તે સાથમાં

( ૮૦ )

વરસાદ પુરો થાયના દુષ્કાળનું સંકટ પડે

કાળના મહાકાળએ વિકાળનું સંકટ પડે.

શોકમાં મહાશોકની એ ઝાળનું સંકટ પડે

હાય શું થાશે પ્રભુ એ ફાળનું સંકટ પડે

લેણાદારો તે ઉપર બહુ માર મારે રંકને

જ્યાં રંક આખો દેશ ત્યાં પછી કોણ તારે રંકને

દેશ આ દુર્બળ તણો ખેતી ઉપર આધાર છે

બળતા ભડકતી આગમાં તે ખેતીના કરનાર

દુઃખમાં અને ભુખમાં બિચારા જે ઉપાડે ભાર છે

તે છતાં તેઓ ઉપર કેવો નિરંતર માર છે

આવી ફસાવી ભોળની ચંડાળ ફોલી ખાય છે

કાં કાળથી કીધી કમાણી ધુળધાણી થાય છે

( ૮૨ )

સિન્ધીઓ આ દેશ ભારતવર્ષની છે દાસીઓ
ત્યાં અન્ન વિણુ ભુખે મરે છે આજ ભારત વાસીઓ
ગુજરાતીઓ બંગાલીઓ ભુખે મરે મદરાસીઓ
ભાન પણ ભુલી ગયા છે ભૂખમાં સન્યાસીઓ
જ્યાં જુઓ ત્યાં ત્રાહે ત્રાહેના હવે પોકાર છે
દીનતાથી દેશીઓનો થઇ રહ્યો સંહાર છે

( ૮૩ )

છે પથારી પૃથ્વી ઉપર ઓઢવા આકાશ છે
પાણીનું પાનાર પણ જેને નહીં કો પાસ છે
દુઃખથી રીબાતા હૃદયનાં નિશ્વાસ પર નિશ્વાસ છે
આસરો કોઇ નથી નવ ઓથ છે કે આશ છે
હાડપીંજર શરીર લઇને કળકળે છે લોક તે
અન્નના ટુકડાને માટે ટળવળે છે લોક તે

( ૮૪ )

કુળવતી છે નાર પણુ તે કષ્ટ ક્યાં જઇને કહે
વસ્ત્રો નથી પુરા છતાં નિજ હ્રદયને મારી રહે
દિવસ રાત્રી એક સરખા દુ:ખના ડંખો સહે
ભૂમિ ધ્રુજે એ જોઇ આંખે દેવના અશ્રુ વહે
કંપી રહયા છે હાથ લખતાં મુજ હ્રદય ચીરાય છે
પેટ માટે દેવીઓ પોતેજ વેશ્યા થાય છે

( ૮૫ )

હાથમાં છે બાળ માતા હાય નાખે મુખથી
બાળુડા નાના બીચારાં ફળ કળે છે ભુખથી
નીંદ્રા મળે કયાંથી કહો એ દીન જનને સુખથી
લાખો મરે છે માનવી પીડાઈ ભુખના દુખથી
અન્નપુર્ણ ભારતવર્ષ આખા જગતનું પોષણ કરે
શું એજ ભારતવર્ષના દીનમાનવી ભુખ્યા મરે

( ૮૬ )

સુખ સંપતી ચાલી ગઇ છે દીનતા આ દેશમાં

આ દેશના પૈસા થકી રહે છે વીદેશી એશમાં

આનંદ છે પરદેશ ઘડીઓ જાય છે અહીં કલેશમાં

ભિક્ષુકને દેનાર પોતે છે ભીખારી વેશમાં

જય જગત ભુષણ રૂપ ભારતવર્ષ તારી આ દશા

કરનાર આખા જગતનો ઉત્કર્ષ તારી આ દશા

છે નિયમ ઉદ્યાન માંહીં ગ્રીષ્મ રૂતુ આવતાં
પરીપક્વ પત્રો પવન જોરે વૃક્ષથી નીચે જતાં
પણ દિવ્ય શક્તિ રેલતી વસંત રૂતુ આવતાં
પુષ્પો પરાગે ખીલતાં ફરી વૃક્ષ નવ પલ્લવ થતાં
તે નિયમથી ઉલટુંજ ભારતવર્ષ માંહીં થાય છે
સર્વદા રૂતુ પાનખર આ દેશમાં દેખાય છે

( ૮૮ )

ક્ષત્રીઓમાં આજ એ સુસવાટ ક્યાં દેખાય છે
શુરવીરોમાં આજ એ ખળભળાટ ક્યાં દેખાય છે
ખડગનો ખખડાટ એ ચળકાટ ક્યાં દેખાય છે
વીર હાક ક્યાં દેખાય છે રણવાટ ક્યાં દેખાય છે
રે ! વીરનરના કુળમાં નિર્માલ્યતા દેખાય છે
ક્ષત્રીઓ છે નામના ઝોકાં અફીણે ખાય છે

( ૮૯ )

નામના નવ્વાબ આજે નામના ઠાકોર છે
કહેવત ખરી છે લોકની કે કેળ ઉપર થોર છે
એદી અજીર્ણી આળસુ કે જોરથી કમજોર છે
વા વિષયના રાગી અભાગી લુંટનારા ચોર છે
ઉઠે બપોરે આપ ને બેસી બગાસા ખાય છે
તે શું સમજે રાજમાં કે કાજ શું શું થાય છે.

( ૯૦ )

વેશ્યાઓને કેફનો કેવો ચડેલો રંગ છે
પિતા મદીરા પ્રેમથી જળ જયમ નિર્મળ ગંગ છે
કુળવાન જે કહેવાય તેના આજ આવા ઢંગ છે
ઘર નારને છોડી કરેલો સ્નેહ વેશ્યા સંગ છે
ભાન કુળ કેલાજનું મનમાં નહીં તલમાત્ર છે
તેથીજ હિન્દુસ્તાન આજે દુર્દશાને પાત્ર છે

( ૯૧ )

ગંગા ગીતા ગાયત્રી ગૌ મહા પૂજ્ય એ કહવાય છે

ત્યાં આજ ગાયત્રી ગીતાના શબ્દ ક્યાં સંભળાય છે

ગંગા નહીં મદિરા અહીં બહુ પ્રેમથી પીવાય છે

ગૌ પુજવા બદલે અરે ! સંહાર તેનો થાય છે

જગદ ગુરૂ જે દેશ તેના આજ આવા હાલ છે

જે હતા કુબેર તેના બાળકો કંગાલ છે

( ૯૨ )

નિજ દેશની ભ.ષા સદા સર્વોપરી કહેવાય છે
પરદેશની ભાષા તણો સત્કાર અહીંયા થાય છે
માતૃ ભાષાની ઉપર નવ પ્રેમ પણ દેખાય છે
હિન્દની ભા!ષાથી જાણે હિન્દીઓ લજવાય છે
સમજ ગઇ છેટે પોતાની જાતને ભુલી ગયા
આ દેશમા જનમ્યાં પોતાની માતને ભુલી ગયા

( ૯૩ )

યુરોપમાં છે હિન્દની ભાષાતણા પ્રોફેસરો
વીદેશમાં આ દેશના ચાહક ઘણાએ છે નરો
મીથ્યાભીમાની શું થયા ઉર કાંઈક તોલજ્જા ધરો
હિન્દી સહુ એ હિન્દની ભાષા ઉપર પ્રીતી કરો
શીક્ષણ તમારી માતૃ ભાષાનું કદ સ્વિકારશો
તો ડુબતી નૌકા તમારા દેશ કેરી તારશો

( ૯૪ )

પ્રાથમીક શીક્ષણની હજી શરૂઆત અહીંયા થઇ નથી:

શીક્ષણ પદ્ધતી શ્રેષ્ટ ભારત વર્ષની કેહવાઇ નથી

આંધાં ધુંધી અજ્ઞાનની આ દેશમાંથી ગઇ નથી

પ્રીતી હતી પહેલે હવે પ્રીતી હૃદયમાં રહી નથી

વીટંબણા વીદ્યાર્થીની રોજ વધતી જાય છે

વીદ્યા વરે છે તે છતાં એ દુર્દશા દેખાય છે

( ૯૫ )

જ્યાં દેવની બેઠક હતી આજે ઉગ્યા ત્યાં ઝાડ છે
ખર ખર ખરીને ત્યાં થયેલા ટેકરા કે પા'ડ છે
આ:જ આ ઉપવન નહીં એરંડ છે કે તાડ છે
બાકી રહેલી બાવળોની ઝાડ કે ઝંખાડ છે
ત્યાંથી પણ એ શબ્દ આવી કાનમાં અથડાય છે
રે ! હિન્દીઓ દિનકર તમારો અસ્ત થાતો જાય છે

( ૯૬

હિન્દ તું શાથી પડયોછે કાળ ચકકરમાં ફસી

બંધ બાંધ્યા હાથ પર તારા કહે કોણે કસી

કેમ તું ગભરાય છે શું દુઃખ આવ્યું છે ધસી

કંઇ વ્યાધીઓની નાગણી આજે રહી તુજને ડસી

આ હાડપીંજર શરીર ભારતવર્ષ કે' શાથી થયું

રે ! જગ્ત તારક દેશ શોણીત સર્વ કયાં ચાલ્યું ગયું

( ૯૭ )

અડગ વૃત્તિ ભવ્ય શક્તિ આજ તારી ક્યાં ગઇ

વિભૂતિઓ તારી બધી તુજને વીસારી ક્યાં ગઇ

સીદ્ધીઓ તારી સદાની સ્હાયકારી ક્યાં ગઇ

આજ એ સુખની ઘડી સંતોષકારી ક્યાં ગઇ

આવી દશા દેખાય તારી આજ આ શાથી અરે

આવ્યો અચાનક ઓટ આ ભરતી મટી ક્યાંથી અરે

(૯૮)

હા ! દેશના નેતા પડયાં છે આજ પક્ષા પક્ષમાં
ઐકયના મહામંત્ર તે લવલેશ કયાં છે લક્ષમાં
અવદશા લાવ્યા અરે હાથે કરીને સમક્ષમાં
સુરગણ કંપી રહ્યા જોઇ દશા અંતરિક્ષમાં
નાવડી તેથી ફસાણી આજ ભારત વર્ષની
ઇશ અવિચળ રાખજે તું લાજ ભારત વર્ષની

( ૯૯ )

હિન્દુ મુગ્લમાં નામ જુદા હિન્દના સૌ બાળ છો

નથી કોઇ જુદા કોઇથી સૌ એક વૃક્ષે ડાળ છો

એમ સમજીને સદાજે સંપને સંભાળશો

તો તમારા દેશની ચડતી થયેલી ભાળશો

ઉજ્જડ થતો દેખાય છે તે દેશ નંદન વન થશે

કંચન હતો આ દેશને પાછો ફરી કંચન થશે

ઇખલાસ એ ઇસલામનો મજબુત પાયો છે ખરો
તો પછી ઇસલામીઓ કુસંપ શા માટે કરો
હજરત નબીનો હુકમ છે કે દૂરથી દિલમાં ડરો
સર્વ આદમ જાતનું હિત હર્ષથી હૈયે ધરો
હિન્દુ મુસલમાં એક સરખા એજ સાચી ટેક છે
અલ્લાહ કહો ઇશ્વર કહો તે અર્થ બેનો એક છે

( ૧૦૧ )

આજની આગળ મટી હુન્નરતણી ચળવળ કરો

કલેશ જાએ દ્વેષ જાયે કાંઈ એવી કળ કરો

શોધકો જે હોય તેને રહાવથી આગળ કરો

કરવી ઉન્નતિ હોય તો એકદમ પહેલાં બળ કરો

એકતાનું બળ હશે હુન્નર હશે હિંમત હશે

તો તમારી ભાવના પળવારમાં પુરી થશે

( ૧૦૨ )

સોય દોરા સીવવાના ટાંચણી પરદેશની

કાગળ કલમની ટાંક શાહી આંકણી પરદેશની

સેંટ સાબુ તેલ માથાની ફણી પરદેશની

હું શુ ગણાવું વસ્તુઓ તો છે ઘણી પરદેશની

રોગ છે આ દેશનો તો છે દવા પરદેશની

કેવી અરે ફેલાઇ છે ઝેરી હવા પરદેશની

(૧૭૩)

દેશનું દૈવત ખરેખર બાળકી લેખાય છે

પાપી પિતાના હાથથી તે બાળકી વધ થાય છે

છે પવિત્ર ભૂમિ આપણી ત્યાં પાપ આવાં થાય છે

સુખ સંપતિ તેથીજ અહીંયા આવતા શરમાય છે

આચાર વૃત્તિ ઠીક છોડી દેઈ મનુના જ્ઞાનની

અવદશા દેખાય તેથી હાય હિન્દુસ્તાનની.

( ૧૦૪ )

અન્યાય કેવો દેશમાંહે આજ જગદતા બને

કે બાર વર્ષે બાળકી આ દેશમાં માતા બને

અજ્ઞાન માતા આપ તે શું જ્ઞાનની દાતા બને

બળહીણુ તેનાં બાળકો શું દેશના ત્રાતા બને

અંધાર આવો દેશમાંથી જ્યાં સુધી જાશે નહી

ત્યાં સુધી આ દેશની ચડતી કદી થાશે નહી

દશ બાર વર્ષે બાળકી રંડાય છે આ દેશમાં
બાળ વયમાં બાળ વિધવા થાય છે આ દેશમાં
તેથીજ તો બહુ પાપ વધતાં જાય છે આ દેશમાં
કોપ જગ દાતારનો દેખાય છે આ દેશમાં
વેચી વસુ બહુ બાળકીના મુખમાં મન ફુલાય છે
બાળ હત્યાના અતિશે પાપ તેથી થાય છે

( ૧૦૬ )

ગોર થઇ કન્યા તણી હત્યા કરે છે બ્રાહ્મણો

બગીદાન લેતાં ગાયનું દિલ કયાં ડરે છે બ્રાહ્મણો

કેવા ભયંકર પાપમાં પગલા ભરે છે બ્રાહ્મણો

કાળના અવતાર થઇ નજરે તરે છે બ્રાહ્મણો

જ્ઞાતના જે દેવ તેમાં કયાં રહેલું જ્ઞાન છે:

આ દોષ તેના પર નથી જે વીરનર વીદ્વાન છે

( ૧૦૭ )

દુઃખ દર્દમાં પણ દાકતરની શું કહો લઇએ સલાહ

જોતાં દશા તે દાકતરોની થાય છે દીલમાંહી દાહ

ચાહ દર્દીની નથી પણ છે ફકત પૈસાની ચાહ

એવા ઘણા છે દાકતરો જે ધર્મની ભૂલ્યા છે રાહ

જુદી પ્રકૃતિ હિન્દની છે હિન્દની જુદી હવા

રોગ તે ક્યાંથી મટે પરદેશની લેતા દવા

ભગવાન ભારત વર્ષમાં વિહાર તુ કરતો હતો

બાળક બની ભૂપાળ અમને પ્યાર તું કરતો હતો

દુઃખ અમારાં દુર ઓ દાતાર તું કરતો હતો

અવદશામાંથી વળી ઉદ્ધાર તું કરતો હતો

આજ નંદનવન અમારો તું નહી બરબાદ કર

જગદીશ તારી જન્મભુમાં છે જરા તો યાદ કર

(૧૦૯)

જનની ઉદરમાંથી મળ્યું પોષણ મને આ દેશનું
પયપાન કીધું પ્રેમથી માતા સ્તને આ દેશનું
બહુ રૂણ લીધું જગતમાં આરી તને આ દેશનું
કૃતાર્થ થાઉં હિત મુજથી જો બને આ દેશનું
સર્વસ્વ મારૂં સ્નેહથી આ દેશને સમર્પણ કરૂં
આ દેહ માટી દેશની છે દેશને અર્પણ કરૂં

( ૧૧૦ )

હું ભારતનો ભકત છું એનીજ મુજને યાદ છે
એનીજ હું સેવા કરૂં ઉર એજ મુજ ઉન્માદ છે
મારા હ્રદય ભીતર વળી એવો નીરંતર નાદ છે
તુજ જીવનથી પણ રૂણ તારા પર ચઢેલું જ્યાદ છે
આ જન્મમાં તેથીજ હું એવી હ્રદય આશા કરૂં
જીવન મળે જો લાખ તો તે માતને ચરણે ધરૂં

( ૧૧૧ )

ચંદ્રમાં આકાશથી શીતળ સુધા વરસાવજો
વાદળી આકાશની અમૃત ભરી ને લાવજો
દિનકર કીરણુ આ દેશપર આનંદના ફેલાવજો
સાગર અમુલાં રત્ન તારા ઉરથી ઉછળાવજો
સ્વર્ગના દેવો ફરી અહીંયાજ રમવા આવજો
ત્રિલોકની સુખ સંપતિને સાથ પાછી લાવજો

(૧૧૨)

ઇલ્મનો ઉગ્યો ફરીથી સૂર્ય અરબસ્તાનમાં
નુર એ નજરે પડ્યું અલ્લાહનું ફુરકાનમાં
યાસીનની ઉતરી સુરા હજરત નબીની શાનમાં
આફત સહીને જેઠ લાવ્યા લેકને ઇમાનમાં
તે હજુરે પાકનો હું ખાદીમે નાકામ છું
હિન્દનો "શયદા" ગુલામે સાહેબે ઇસલામ છું

( પુર્ણ )

